ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઇટ-સંગ્રહ
૧૪૨૭૫

:: અર્પણ ::

ગુજરાતનાં ગૃહકુંજોમાં
કલ્લોલ કરતાં બાળકોને.

# ડાહ્યું કોણ ?

( એકાંકી બાલનાટક )

## પ્રવેશ ૧ લો

સમય—સવારના નવનો.

સ્થળ—રાજાનો દરબાર.

[ રાજા દરબાર ભરી બેઠા છે. ]

રાજાઃ—

પ્રધાનજી, હજી પેલો ભાણો કણબી કેમ ન આવ્યો ?

પ્રધાનઃ—

જી મહારાજ, મોડું તો થયું; પણ હવે આવવો જોઇએ.

[પ્રતિહાર પ્રવેશ કરે છે.]

પ્રતિહાર:—

( નમન કરીને ) મહારાજ ! ભાણા પટેલનો ભગલો આવ્યો છે.

પ્રધાન:—

જા, જા, જલ્દી મોકલ; એની જ રાહ જોવાય છે ને !

[ પ્રતિહાર જાય છે. ભગલો દરબારમાં દાખલ થાય છે, અને રાજાનાં સિંહાસન પાસે જઈને ઊભો રહે છે. ]

ભગલો:—

( ઊંચે અવાજે ) રાજા, હું આવ્યો છું.

રાજા:—

(મિજાજ ખોઈને) અલ્યા, તારો બાપ ક્યાં ?

ભગલો:—

તે હું શું જાણું ? મારો બાપ જાણે.

પ્રધાન:—

અલ્યા, રાજાજી તને પૂછે છે કે, તારો બાપ કેમ ન આવ્યો ?

ભગલો:—

તે હું શું જાણું? મારો બાપ જાણે.

પ્રધાન:—

પણ તારો બાપ ઘેર છે કે ખેતરે ગયોછે?

ભગલો:—

તે હું શું જાણું? મારો બાપ જાણે.

પ્રધાન:—

ત્યારે તને અહિં મોકલ્યો કોણે?

ભગલો:—

તે હું શું જાણું? મારો બાપ જાણે.

પ્રધાન:—

( કંટાળીને ) ઠીક, જા, બેસી જા.

[ભગલો પીઠ ફેરવી હડફડ હડફડ ચાલતો પાછો ફરે છે.]

રાજા:—

( ક્રોધમાં ) અલ્યા ભગલા, અહિં આવ જોઉં. પ્રધાનજી, આવી બેઅદબી ભરદરબારમાં મારાથી કેમ સહેવાય?

પ્રધાનઃ—

જી મહારાજ, કણબીનાં છોકરાં ભોથાં જેવાં જ હોય છે! બાપગોતર દરબાર ભાળ્યો હોય તો કેમ વર્તવું એ આવડે ને!

રાજા:—

પ્રધાનજી, હું આ અપમાન સહન નહિ કરૂં.

પ્રધાન:—

જી, આપ આજ્ઞા કરો તે સજા કરીએ.

રાજા:—

એને બાંધી બંદીખાને મોકલી દ્યો.

પ્રધાનઃ—

જેવો હજૂરનો હુકમ.

(બૂમ મારીને) અજીતસિંહ! આ કણબીના છોકરાને કેદ કરો.

અજીત:—

(નમન કરીને) જી હજૂર, જેવી આજ્ઞા.

[ભગલાને અવળે હાથે બાંધી અજીતસિંહ લઇ જાય છે.]

## પ્રવેશ ૨ જો

સમય—બપોરના બારનો.

સ્થળ—રાજાનું દીવાનખાનું.

[રાજા જમી પરવારી પ્રધાન સાથે વાતો કરતા બેઠા છે.]

રાજા :—

પ્રધાનજી, તમે ગામના કણબીઓને દરબારમાં કેમ વર્તવું એ ન શીખવો?

પ્રધાન :—

રાજાજી, એ લોકો શીખી રહ્યા! અને એમને એ બધું શીખીને કામેય શું છે!

રાજા :—

વાહ! કામ કેમ નહિ? પણ બધા ય એવા અડબંગ નહિ હોય.

પ્રધાન :—

રાજાજી, એમની તો વાત જ જવાદ્યો ને! આખી નાત જ એક ઢબની છે!

[પ્રતિહાર પ્રવેશ કરે છે.]

પ્રતિહાર :—

(નમન કરીને) મહારાજ, ભૂદરિયો આપની હજૂરમાં આવવા માગે છે. મહારાજની આજ્ઞા છે?

પ્રધાન :—

એને વળી અત્યારે આવવાનું શું કામ પડ્યું? (મનમાં) હાં, ઠીક; સમજ્યો; ભૂદરિયો તો પેલા ભગલાનો ભાઇ! કાંઇ ઊંધું ન વેતરે તો ઠીક.

રાજા :—

જા, આવવા દે એને.

[ભૂદરિયો અંદર દાખલ થાય છે.]

ભૂદર :—

( સલામ કર્યા વિના ) રાજાજી, મારો ભાઈ હજુ તો છોકરૂં છે; એને સલામ ભરતાં ક્યાંથી આવડે ?

રાજા :—

(ક્રોધમાં) તું કહેવા શું માગે છે ?

ભૂદર :—

કહું છું એ કે, તમને ય સલામ ને ભગલો ભૂલ્યો તો એના વતી તમારી દૂંદને ય સલામ. રાજાજી! બેવડી સલામ ભરૂં છું. હવે કાંઈ અમારો વાંક ?

રાજા:—

(પ્રધાનને) આ જાનવર જેવો શું બકે છે ?

પ્રધાન :—

રાજાજી, હું હમણા જ શું કહેતો હતો? એ આખી જાત જ એવી છે.

રાજા:—

( ક્રોધમાં ) હું એ આખી જાતને ઠેકાણે લાવી

દરેશ. છે કોઇ હાજર ?

પ્રતિહારઃ—

( પ્રવેશ કરીને ) જી મહારાજ; આજ્ઞા.

રાજાઃ—

આ કણબીના છોકરાના હાથ બાંધી સોંપી દે જમાદારને, કે એને કેદમાં બેસાડી દે.

[ ભૂદરિયાના હાથ બાંધી પ્રતિહાર એને લઇ જાય છે. ]

## પ્રવેશ ૩ જો

સમય—બપોરના બે વાગ્યાનો.

સ્થળ—ભાણા પટેલનું ઘર.

ભાણો પટેલઃ—

(હોકો પીતાં પીતાં)આ રાજાએ તો ભૂંડી કરી! બે ય છોકરાને કેદ કર્યા! ભગલો તે કેવો અડબંગ! અને ભુદરિયો પણ જરા ચાવળો તો ખરો જ ને! દંદને સલામ ભરીને આપણે કામ શું હતું!

[ભગલાની મા રૂડી આવે છે.]

રૂડીઃ—

સાંભળ્યું કે? હવે તમારો હોકો જરા કોરે

મૂકો; અને ઓલ્યા બે ય છોકરાને છોડવવાનું કંઇક કરો તો સારી વાત.

ભાણો પટેલઃ—

હોકામાં તમાકુ થઇ રહી લાગે છે.

રૂડીઃ—

બળ્યો તમારો હોકો! અને બળી તમારી તમાકુ! ઓલ્યા છોકરાઓને જઇને છોડાવી લાવોને.

ભાણો પટેલઃ—

એજ વિચારમાં હું તો છું; પણ અલી, સાંભળ્યું કે? તારો ભૂદરિયો તો જબરો! એણે તો રાજાની દૂંદને ય સલામ કરી!

રૂડીઃ—

હવે એ બધી વાત જવા દો, અને ભલા થઇને રાજા પાસે જાઓ. તો મારા જીવને કંઇક જંપ વળે.

ભાણો પટેલઃ—

લે ત્યારે, એ.......આ ઊઠયો.

[ભાણો પટેલ રાજાને મળવા જાય છે.]

૧૪૨૭૫

## પ્રવેશ ૪ થો

સમય—સાંજના ચારનો.

સ્થળ—રાજાનો હવામહેલ.

[રાજા અને પ્રધાન હવામહેલના ઝરૂખામાં હવા ખાતા બેઠા છે.]

રાજાઃ—

પ્રધાનજી, આજે તો બહુ ઊકળાટ થાય છે. તાપ કંઇક વિશેષ લાગે છે.

પ્રધાનઃ—

નાઃ રાજાજી, તાપ તો ઊલટો ઓછો લાગે છે; પણ આપનું મન આજે જરા ઊકળેલું એટલે એમ લાગતું હશે.

રાજાઃ—

હા; એય કારણ ખરૂં લાગે છે. કેવા નફ્ટ છોકરાઓ!

પ્રધાનઃ—

હુજૂર, મેં ન્હોતું કહ્યું કે કણબીની જાત જ એવી! એ બીચારા અભણ માણસો રાજરીતમાં શું જાણે?

રાજાઃ—

ના નાઃ પ્રધાનજી! એવું તો શું હોય!

[ પ્રતિહાર દાખલ થાય છે. ]

પ્રતિહારઃ—

(નમન કરીને) હુજૂર, ભાણો પટેલ આવેલ છે.

રાજાઃ—

મોકલ એને અંદર. (પ્રધાનને) એના છોકરાઓ માટે આવ્યો હશે, કેમ!

પ્રધાનઃ—

જી હા, એમ જ લાગે છે. (મનમાં) આ ભાણો

પટેલ કંઇ નવું જ ન બાફે તો સારૂં.

[ભાણો પટેલ દાખલ થાય છે.]

ભાણો પટેલ:—

(નમન કરતાં કરતાં) રાજાજી, છોકરાઓની બેઅદબી માફ કરો. આપ તો સાગરદલા છો. હોય, છોકરાઓ તો છોકરાઓ જ ને!

રાજા:—

પણ પટેલ, તમને ખબરે ય નહિ હોય કે તમારા છોકરાઓએ કેવી બેઅદબી કરી છે!

ભાણો પટેલ:—

હજૂર, મેં બધું જાણ્યું. મારો ભગલો તો છેક જ નાદાન છે; અને ભૂદરો ય એવો જ.

રાજા:—

અરે! તારા ભૂદરાએ તો મારૂં અપમાન કરવામાં બાકી રાખ્યું નથી!

ભાણો પટેલ:—

માફ કરો; હજૂર, એ છોકરો જરા ઊંધો જ છે. પાલણપોષણ તમે કરો છો તો તમને સલામ

ભરવાની હોય. તમારી ફંદમાં શું દેવતા મૂકવો'તો ! એ ફંદ કયાં અમારૂં ભલું કરવાની છે ?

રાજા:--

(ગુસ્સામાં) અરે ! કોણ છે અહિં ?

પ્રતિહાર:—

(નમન કરતાં) જી હુજૂર ! શી આજ્ઞા ?

રાજા:—

આ પટેલને બાંધ; અને મોકલાવી દે બંદીખાને. (પ્રધાનને) આ લોકો કેવા જાનવર જેવા છે ! રીતભાત તો કાંઇ જાણતા જ નથી !

[ પ્રતિહાર ભાણા પટેલને બાંધી લઇ જાય છે.]

## પ્રવેશ ૫ મો

સમય—સાંજના સાડાપાંચનો.

સ્થળ—હવામહેલનો બગીચો.

[ રાજા અને પ્રધાન બાગના એક મંડપમાં વાતો કરતા બેઠા છે.]

રાજાઃ—

પ્રધાનજી, આજે તો આ ફૂલમંડપની સુગંધી હવા પણ ગમતી નથી.

પ્રધાનઃ—

આપનું મન ડોળાએલું છે તેનું જ આ બધું પરિણામ છે.

રાજાઃ—

બહુ અજડ માણસો! મેં ધાર્યું હતું કે

દીકરાઓ કરતાં તો બાપ ડાહ્યો હશે.

પ્રધાનઃ—

રાજાજી, એ તો "બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા."

રાજાઃ—

હા; એમ જ બન્યું.

[ પ્રતિહાર પ્રવેશ કરે છે. ]

પ્રતિહારઃ---

(નમન કરીને) હજૂર, કોઇ આપને મળવા માગે છે.

રાજાઃ—

આવવા દે અંદર.

[ પશો પટેલ દાખલ થાય છે. ]

પશો પટેલઃ—

(નમન કરતાં) શાબ, એક વાત કરવા આવ્યો છું.

રાજાઃ—

ખૂશીથી કહે; પણ તારૂં નામ શું ?

પશો પટેલ:—

મારૂં નામ શાબ, પશલો; મારા ભાઇને શાબ, અને એના છોકરાઓને શાબ, દોડી મૂકો શાબ, એ જ કહેવા આવ્યો છું શાબ.

પ્રધાન:—

અલ્યા. ભાણા પટેલ તારો શો સગો થાય ?

પશો પટેલ:—

એ મારો ભાઇ થાય, શાબ.

રાજા:—

તારો સગો ભાઇ !

પશો પટેલ:—

ના, શાબ.

પ્રધાન:—

પિત્રાઇ ભાઇ થાય ?

પશો પટેલ:—

ના, શાબ.

રાજા:—

ત્યારે તારો ભાઇ કેવી રીતે ?

પશો પટેલઃ—

અમે એ ય આંગળિયા ભાઇ છીએ, શાબ.

રાજાઃ—

અચ્છા, આંગળિયા ભાઇ એ તે વળી શું ?

પશો પટેલઃ—

હયો શાબ, એટલું ય નથી જાણુતા શાબ !

રાજાઃ—

ના; સમજાવ જોઇએ.

પશો પટેલઃ—

જુઓ શાબ, તમારો બાપ મરી જાય શાબ, અને તમને લઇને શાબ, તમારી મા નાતરે જાય શાબ, અને બીજે ઘેર શાબ...........

પ્રધાનઃ—

( ગુસ્સામાં ) અરે ! મૂંગો મર, મૂંગો ! જાણ્યું તારૂં ડહાપણ !

રાજાઃ—

( ગુસ્સામાં ) અરે, કોણ છે અહિં ?

પ્રતિહાર:—

(પ્રવેશ કરીને) આજ્ઞા, હુજૂર !

રાજા:—

( ગુસ્સામાં ) આ પશલાને બાંધી કેદખાને લઇ જા.

[ પ્રતિહાર પશલાને બાંધીને કેદખાને લઇ જાય છે. ]

## પ્રવેશ ૬ ઠ્ઠો

સમય—સાંજના સાતઆઠનો.

સ્થળ—કણુબીની વાડી.

[કણુબીની નાત ભેગી થઇ છે.]

મનો પટેલઃ—

જુઓ ભાઇઓ, તમે બધા ય વિચાર કરો કે આપણે હવે ભાણુાને અને પશલાને કેવી રીતે છોડાવવા.

એક કણુબીઃ—

એમાં વિચાર શું કરવો છે? બે જણુને મોકલો અને રાજાને કહો કે, ભલા થઇને એમને છોડી મૂકો.

મનો પટેલઃ—

આપણે બે માણસોને રાજાજી પાસે મોકલવા એ બરાબર; પણ ત્યાં જઇને બોલવું શું ?

બીજો કણબીઃ—

" અમારા ભાણુાને અને પશલાને છોડી મૂકો તો સારી વાત, નહિતર પછી અમારે ગામ છોડવું પડશે. "–એમ કહી દેવું.

મનો પટેલઃ—

ના; રાજા પાસે એમ ન બોલાય.

એક કણબીઃ—

ત્યારે પટેલ, તમે જ કહી ઘોને કે કેમ બોલવું.

મનો પટેલઃ—

તમારે કોઇને કંઇ કહેવાનું નથી ? ન હોય તો કેમ બોલવું, તે હું કહું.

પાંચસાત કણબીઓઃ—

હા, હા; પટેલ, તમે જ કહી ઘો.

મનો પટેલઃ—

સાંભળો ત્યારે; આપણામાંના બે જણાએ

રાજાને જઇને મળવું; જઇને બે હાથે લળીલળીને સલામ ભરવી; અને કહેવું કે, "તમે અમારાં માબાપ છો; અમે તો તમારાં છોકરાં કહેવાઇએ; છોરૂં કછોરૂં થાય, પણ માવતર કમાવતર થાય કે?"—આટલું કહીશું એટલે રાજા ખૂશ ખૂશ થઇને ભાણાને અને પશલાને છોડી જ મૂકશે. ન છોડે તો મારૂં નામ મનો પટેલ નહિ!

પાંચસાત કણબીઓઃ—

બરાબર છે, બરાબર છે; મના પટેલ, તમારી વાત સત્તર આના છે.

એક કણબીઃ—

પણ પટેલ, હવે મોકલવા કોને?

પટેલઃ—

બે જણાને.

એક કણબીઃ—

હાઃ પણ કયા બે જણાને?

મનો પટેલઃ—

મારૂં માનો તો મને અને ગગા પટેલને જવા દો..

કોઇ એક જુવાન કણબી:—

પટેલ, તમે ઘરડે ઘડપણ એ બધી કડાકૂટ કરવી છોડીને મારા જેવા કોઇ બે જુવાનને મોકલો તો ન ચાલે ?

મનો પટેલ:—

ભલે, મારી ક્યાં ના છે ? અમારાં ઘડપણની દયા ખાઇ તમારા જેવા જુવાનો બહાર આવતા હોય તો સોનાથી પીળું શું ? કેમ, ગગા પટેલ ? ત્યારે એમજને કે બે જુવાનોને જ જવા દેવા.

ગગો પટેલ:—

છોકરાંથી છાશ નહિ પીવાય તો ?

મનો પટેલ:—

તો પછી આપણે ઘરડા ક્યાં મરી ગયા છીએ ?

ગગો પટેલ:—

ત્યારે એમ કરો કે, એ મગલાને ને આ અલલાને બેને જવા દો.

પાંચસાત કણબીઓ:—

હા, હા; પટેલ, ભલે એમ થવા દો.

મનો પટેલ:—

(મગલાને અને અભલાને) જુઓ ત્યારે, તમારે બેને કાલે સવારના પહોરમાં જવાનું છે.

મગલો:—

એમાં શું? કાલ જઇને ભાણા પટેલને છોડાવી લાવીએ. (અભલાને) કેમ, અભલા! બનશે ને?

અભલો:—

હો........વ! એમાં શી મોટી ધાડ મારવાની છે?

મનો પટેલ:—

પણ જુઓ; જુવાનો, તમારે ત્યાં જઇને શું બોલવાનું છે એ ન ભૂલતા.

ગગો પટેલ:—

અને બે હાથે સલામ ભરવાની તો ચૂકશો જ મા.

મગલોઃ—

એમાં કંઇ કહેવું નહિ પડે. તમે તમારે નિરાંત રાખો ને. કેમ, અભલા ?

મનો પટેલઃ—

ત્યારે ભાઇઓ, આપણું કામ હવે ખલાસ થઇ ગયું.

ગગો પટેલઃ—

હા; હવે આપણે વેરાઇએ.

[કણબીની નાત વેરાઇ જાય છે.]

## પ્રવેશ ૭ મો

**સમય** —બીજા દિવસની સવાર.

**સ્થળ**—દરબારગઢમાં રાજાનો મહેલ.

[રાજા ગોખે બેઠા છે. પાસે અજીતસિંહ ઊભા છે.]

રાજા:—

અજીત, પેલા કણબીઓને બરાબર જાપ્તામાં રાખ્યા છે ને ?

અજીત:—

જી, હા: મહારાજ !

રાજા:—

અજીત, એ કણબીની જાત કંઇક વિચિત્ર જ જણાય છે.

અજીતઃ—

હા મહારાજ, બહુ વિચિત્ર.

રાજાઃ—

પણ બધા ય કણબીઓ એવા અડબંગ હશે?

અજીતઃ—

ના મહારાજ, બધા ય એવા શું હોય?

અજીતઃ—

પ્રધાનજી તો કહેતા હતા કે કણબીની આખી જાત જ એકરંગી છે; પણ એ હું માનતો નથી.

અજીતઃ—

મહારાજ, આપનું ધારવું ખરૂં છે. બધા ય ભાણા પટેલ જેવા ન જ હોય.

[ એટલામાં મગલો અને અભલો દરબારગઢના ગોખ નીચે આવીને ઊભા રહે છે. રાજાની નજર પણ નીચે પડે છે. મગલો અને અભલો નીચા વળીને રાજાને બે હાથે સલામ ભરે છે.]

મગલોઃ—

(બૂમ પાડીને) એ.......રાજાજી, અમે નાતના માણસ છીએ; અને નાતને કામે આવ્યા છીએ.

રાજાઃ—

કઇ નાતના?

મગલોઃ—

કાગુબીની.

રાજાઃ—

શા કારણે આવ્યા છો ?

અભલોઃ—

(મગલાને) મને બોલવા દે; હું બરાબર બોલીશ.

મગલોઃ—

(અભલાને) અભલા, હું જ અત્યાર સૂધી બોલ્યો છું, માટે કહું છું કે મને જ બોલવા દે.

અભલોઃ—

(મગલાને) ના મગલા, અત્યાર સૂધી તું બોલ્યો, માટે હવે મારો વારો. હવે હું જ બોલીશ.

મગલો:—

(અભલાને) બોલ ત્યારે, તું બોલ.

રાજા:—

અલ્યા, કેમ કોઇ બોલતું નથી?

અભલો:—

એ........હ્યો સાંભળો; રાજાજી, ગમે તેમ તો ય અમે તમારાં........તમે અમારાં........અમે તમારાં માબાપ કહેવાઇએ; અને તમે અમારાં ........અમે તમારાં....તમે અમારાં છોરૂં કહેવાઓ; તો ભલા થઇને અમારા માણસોને...........

મગલો:—

(અભલાને) અલ્યા અભલા, તેં તો ઊંધું માર્યું! હવે મૂંગો મર, મૂંગો મર!

રાજા:—

(ક્રોધમાં) અજીત! જાઓ જલ્દી; પેલા બંને ગધેડા જેવાને કેદમાં પૂરી દો.

[અજીત નીચે ઊતરી અભલાને અને મગલાને કેદ કરે છે.]

## પ્રવેશ ૮ મો

સમય—સવારના દશનો.

સ્થળ—દરબારગઢમાં રાણીનો મહેલ.

મનો પટેલ:—

ગગા, તું કહેતો'તો એમજ બન્યું ! આ છોકરાઓએ તો ઊંધું માર્યું; અને આખરે આપણે જ આવવું પડયું.

ગગો પટેલ:—

હું ધારતો'તો જ કે આમ થશે. આજના છોકરાઓમાં માલ જ કયાં છે ! અને છોકરાંથી તે છાશ પીવાય !

મનો પટેલ:—

ત્યારે ગગા, નેળમાંથી ગાડું આપણે જ કાઢવું પડશે.

ગગો પટેલ:—

ઘરડાં વિના બીજાં કોણે ગાડાં વાળ્યાં છે?

[ એક દાસી મના અને ગગા પટેલ પાસે આવે છે. ]

દાસી:—

અલ્યા પટેલીઆઓ, તમને અહિં ઊભા રહે-વાનો હુકમ નથી, માટે આવ્યા એ રસ્તે ચાલ્યા જાઓ.

મનો પટેલ:—

અમે તો રાણીશાબને જ મળવા આવ્યા છીએ, તે પાછા શું કરવા જઇએ ?

ગગો પટેલ:—

અરે બાઇ, તું જઇને રાણીશાબને કહે કે કણબીની નાતના પટેલ તમને મળવા આવ્યા છે.

દાસી:—

તમારે રાણીસાહેબને મળવુંજ છે?

મનો પટેલ:—

હા હા; ત્યારે શું જખ મારવા અહિં સૂઝી

આવ્યા હોઇશું ?

[ દાસી દોડતી રાણી પાસે જાય છે; થોડીવારે પાછી આવે છે.]

દાસીઃ--

પટેલો, અંદર આવો; રાણીસાહેબ તમારી રાહ જુએ છે.

[ બંને પટેલો રાણીવાસમાં જાય છે; અને રાણીને બે હાથે સલામ ભરી ઊભા રહે છે.]

રાણીઃ—

આવો; પટેલો, બેસો; બોલો, તમારે મારૂં શું કામ પડયું ?

મનો પટેલઃ—

રાણીશાબ, તમે તો બધું જ જાણતા હશો. અમારી નાત ઉપર કાળો કેર વર્ત્યો છે !

રાણીઃ—

ના; પટેલ, મને કશી ખબર નથી. વાત તો કરો.

ગગો પટેલ:—

અરે ! શું રાણીશાબ ! રાજાજીએ તો અમારા ભાણાને અને પશલાને અને ભાણાના બેય છોકરાને કેદમાં પૂર્યા છે !

મનો પટેલ:—

અને રાણીશાબ, પરધાને પણ અમારી ઉપર કરી દયા આણી નહિ !

ગગો પટેલ:—

(મનાને) પરધાનની વાત જવા દે ને. (રાણીને) પણ રાણીશાબ ! અમારા ધણી ઊઠીને આવો કેર અમારા ઉપર કરે, ત્યારે પછી અમારે અમારાં ધણીઆણી પાસે જ આવવું રહ્યું ને ?

મનો પટેલ:—

હા; રાણીશાબ ! ધણી વીફરે તો ય તમે અમારાં ધણીઆણી ક્યાં જતાં રહ્યાં છો ? તમે અમારાં ધણીઆણી તો છો જ ને ! માટે............

રાણી:—

(ગુસ્સામાં) જાઓ, ચાલ્યા જાઓ અહિંથી;

મારે તમારી વાત નથી સાંભળવી. દાસી!

દાસીઃ—

(દોડતી આવીને) જી, મહારાણી! આજ્ઞા!

રાણીઃ—

બોલાવ સિપાઇને, કે આ બન્ને ગુણીઓને અત્યારે જ કેદ કરે.

દાસીઃ—

જી, મહારાણી! આ ચાલી.

[ દાસી દોડતી સિપાઇને બોલાવવા જાય છે. સિપાઇ આવી બન્ને પટેલોને બાંધીને લઇ જાય છે.]

## પ્રવેશ ૯ મો

સમય—બપોરના બાર પછીનો.

સ્થળ—હીરાચંદ શેઠની પેઢી.

[ હીરાચંદ, કસ્તુરચંદ, અને
કપૂરચંદ વાતો કરતા બેઠા છે.]

હીરાચંદ:—

કસ્તુડશા'! વાટ સાંભડી! આ કણબાની નાટ આખી ગામ છોડવાની ટૈયાડી કડે છે!

કસ્તુરચંદ:—

જૂંડી ઠાશે! ઠ્ડોજી બઢી પાયમાલ ઠઇ જશે!

કપૂરચંદ:—

આ વાવણીટાણું ટો આવશે મ ટે; અને

પડેલો બધા ગામ છોડી ચાલ્યા જશે તો માડાં બધાં ધીરેલાં નાણાં બડબાડ જશે !

હીરાચંદ:—

રૂડાજીને તો શું ? નહિ લેવા, નહિ દેવા ! એ તો બીજા કણબીઓને બોલાવી ખેટી કડાવશે ! પણ આપડી નુકશાણીનો તો પાડ નહિ રૂડે' !

કસ્તુરચંદ:—

એ કણબીઓ ગામ ન છોડે એવું કાંઇક કડવું તો જોઇએ; નહિટડ આપડા ભોગ મડવાના.

કપૂરચંદ:—

કેદમાં પડેલા કણબીઓને રૂડાજી છોડી મૂકે તો હમણા બધા ગામ છોડવાની વાટ પડટી મૂકે.

કસ્તુરચંદ:—

પણ રૂડાજી એ બધાને છોડે કેવી રૂડીટે ?

હીરાચંદ:—

એક રૂડસ્ટો છે, કહું !

કસ્તુરચંદ અને કપૂરચંદ:—

બોલોને ટમાડો જ પાડ.

હીરાચંદઃ—

જુઓ કસ્દુડશા'! સાંભડોછો કે કપૂડચંડ! આપડે ગામમાં સાડ પડાવીએ કે "કણુબીની નાટના આઠ બડઢીઆ ખોવાયા છે, ટો જેણે પૂડયા હોય ટે ભલા ઠઇને છોડી મૂકજો."

કસ્તુરચંદઃ—

ટાડે બોલાવો ઢોલીને; અને પડાવો સાડ.

કપૂરચંદઃ—

આ જુકિટ ફાવે ક્યાડે કે રૂડાજાને કાને આ સાડ જાય ટો જ.

હીરાચંદઃ—

એ બઢો બંડોબસ્ટ નહિ કડતા આવડે!

કપૂરચંદઃ—

પણ એમ છટાંય રૂડાજા નહિ ગણુકાડે ટો!

હીરાચંદઃ—

પડઢાન આપડી જુકિટને ટડટ સમજી જવાનો; અને રૂડાજા પાસે આઠેને છોડી મૂકાવવાનો.

કસ્તુરચંદઃ—

ન છોડે તો જાય ક્યાં ! કણબી વિના ખેતી કોણ કરે ! ને ખેતી ન હોય તો રૂડાજીને પણ શેની ઊપજ હોય !

કપૂરચંદઃ—

હીરાચંદ શા' ! એક વાત પૂછું. રૂડાજી બીજા કણબીઓને બોલાવીને ખેતી કરાવે તો ?

હીરાચંદઃ—

રૂડામ રૂડામ ભજો! એમ કાંઈ બાંધ્યા કણબીએ ગામ ન વસે, સમજ્યા કપૂરચંદ !

કસ્તુરચંદઃ—

ઠીક ત્યારે. હવે આપણી જુક્તિ અજમાવો.

હીરાચંદઃ—

એ બધી વ્યવસ્થા હું કરું છું. તમે હવે જવું હોય ત્યાં જાઓ.

[કસ્તુરચંદ ને કપૂરચંદ જાય છે.]

## પ્રવેશ ૧૦ મો

સમય—સાંજના પાંચનો.

સ્થળ—રાજાનો હવામહેલ.

[ રાજા ને પ્રધાન હવામહેલને
ઝરૂખે વાતો કરતા બેઠા છે.]

રાજા:—

પ્રધાનજી, પેલા કણબીઓને દશ દશ વર્ષની કેદ આપજો.

પ્રધાન:—

મહારાજ ! આપની જેવી ઇચ્છા; પણ એ કણબીઓ બીચારા............

[ "ઢીબ ઢીબ ઢીબાંગ ઢાંબાંગ"–
ઢોલ વાગતો સંભળાય છે. ]

રાજા:—

પ્રધાનજી! સાંભળો, આ શેનો સાદ પડે છે!

[ સાદ સંભળાય છે:–"એ........
કણબીની નાતના આઠ બળદીઆ
ખોવાયા છે....તો જેણે પૂર્યા હોય
તે છોડી મૂકજો..............."
ઢીબ ઢીબ ઢીબાંગ ઢીબાંગ. ]

રાજા:—

પ્રધાનજી, આઠ બળદો એકી સાથે ક્યાં ખોવાયા હશે? કોઇએ પૂર્યા હશે?

પ્રધાનજી:—

મહારાજ, ખોવાયા શું હોય? (હસીને) કોઇએ પૂર્યા જ હશે.

રાજા:—

વાવણીટાણું ચાલ્યું આવે છે, ને બીચારા કણબીઓ બળદ વિના શું કરશે!

પ્રધાન:—

ખેતી નહિ કરે, બીજું શું!

રાજા:—

તો તો રાજની ઊપજમાં ખોટ આવે.

પ્રધાન:—

(હસીને) તમારી વાત સાવ સાચી છે.

રાજા:—

ત્યારે પ્રધાનજી, એ બળદો હાથ લાગે એવી તપાસ તમે કાંઇ ન કરો ?

પ્રધાન:—

(હસીને) એ તો આપ કરો તો જ થાય તેમ છે.

રાજા:—

તપાસ કરવા હું જાઉં ?

પ્રધાન:—

ના; તપાસ કરવા આપને જવાનું નથી.

રાજા:—

શું કહો છો ? હું કાંઇ સમજતો નથી.

પ્રધાન:—

મહારાજ ! આપનો હુકમ હોય તો એ બધા બળદીઆઓને પૂર્યા છે ત્યાંથી હું છોડી મૂકાવું.

રાજા:—

ક્યાં પૂર્યા છે ? કોણે પૂર્યા છે ?

પ્રધાન:—

કેદમાં; આપે જ પૂરાવ્યા છે ને !

રાજા:—

મેં ? મેં બળદીઆઓને કેદમાં પૂરાવ્યા છે !

પ્રધાન:—

પેલા આઠ કણબીઓ યાદ આવે છે ?

રાજા:—

(હસીને) એમને બળદીઆ ગણવા ?

પ્રધાન:—

મહારાજ ! એ આઠે કણબીઓ બળદીઆથી પણ બેદ છે.

રાજા:—

ત્યારે તો હવે શું કરવું !

પ્રધાન:—

આપનો હુકમ હોય તો છોડી મૂકાવું.

રાજા:—

હા, હા; પ્રધાન! એ બળદીઆઓને છોડી મૂકાવો.

રાજા:—

બહુ સારૂં; મહારાજ!
(બૂમ પાડીને) પ્રતિહાર!

પ્રતિહાર:—

(નમન કરીને) આજ્ઞા, મહારાજ!

પ્રધાન:—

અજીતસિંહ કયાં છે?

પ્રતિહાર:—

જી, બહાર બેઠા છે.

પ્રધાન:—

એમને અંદર મોકલ.

[પ્રતિહાર જાય છે; અને અજીતસિંહ દાખલ થાય છે.]

અજીતસિંહ:—

(સલામ ભરીને) મહારાજ! આજ્ઞા.

રાજા:—

અજીત! જલ્દી જા; અને પેલા આઠે બળદીઆઓને કેદમાંથી છોડી મૂક.

પ્રધાન:—

અજીતસિંહ! આપ સમજ્યા ને?

અજીતસિંહ:—

જી, હા; પેલા આઠ કણબીઓ જ ને?

રાજા:—

હા, હા; અજીત! તું બરાબર સમજ્યો છું. જલ્દી જા.

[ અજીતસિંહ બંદીખાને જઇ પેલા આઠે કણબીઓને કેદમાંથી છૂટા કરે છે. ]

**સમાપ્ત**

## ચોધરી અને પંચોળી કૃત

# બાલોપયોગી પુસ્તકો

| | |
|---|---|
| સુદામો (ત્રિઅંકી બાલનાટક) | કી. ૦-૬ |
| રાજસૂય યજ્ઞ (અંક ૧ લો, જરાસંધ-વધ) | ,, ૦-૫ |
| સીતાહરણ (ત્રિઅંકી બાલનાટક) | ,, ૦-૫ |
| ડાહ્યું કોણ? (એકાંકી બાલનાટક) | ,, ૦-૨ |
| બજરંગી હનુમાન (બાલવાર્તા) | ,, ૦-૩- |
| કૃષ્ણનું બાલચરિત્ર (બાલવાર્તા) | ,, ૦-૨- |
| કંસવધ (બાલવાર્તા) | ,, ૦-૨- |
| નંદનવન ભા. ૧ (બાલવાર્તાઓનો સંગ્રહ) | ,, ૦-૪- |

મુખ્ય એજન્ટ:—

**મેશર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ;**

બુકસેલર્સ; નાણાવટ, સુરત

મુંબઈમાં મળવાનું ઠેકાણું:—

**મેશર્સ એન. ડી. મહેતા.**

બુકસેલર્સ; કાળબાદેવી રોડ-મુંબઈ

તથા જાણીતા બુકસેલરો.


---


મુદ્રક:—ભદ્રશંકર મંછારામ ભટ્ટ.

મુદ્રણસ્થાન:— કલામય પ્રી. પ્રેસ, કણપીઠ બજાર, સુરત.

પ્રકાશક: જેઠાલાલ છગનલાલ ચોધરી: સુરત.

શરદ પૂર્ણિમા: ૧૯